

# બાળ લગન દુઃખ દર્શક

અથવા

# કજોડું.

બાળ લગનના અટકાવના

ઉદ્દેશાર્થે પદ્યમાં રચી

પ્રગટ કરનાર,

ભટ બળદેવરામ કૃષ્ણરામ માસ્તર.



મુંબઈ:

વર્તમાન છાપાખાનામાં છાપ્યું છે.

ડોભીતલાવ, નંબર—૮૭૨.

સંવત ૧૯૩૭. સને ૧૮૮૧.

કિમ્મત ૪ આના.



# બાળ લગન દુઃખ દર્શક

અથવા

# કજોડું.

બાળ લગનના અટકાવના
ઉદ્દેશાર્થે પદ્યમા રચી

પ્રગટ કરનાર,
**ભટ બળદેવરામ કૃષ્ણરામ માસ્તર.**



**મુંબઈ:**
**વર્તમાન છાપાખાનામાં છાપ્યું છે.**
ધોબીતલાવ, નંબર—૮૭૨.

**સંવત ૧૯૩૭. સને ૧૮૮૧.**

**કિમ્મત ૪ આના.**

# પ્રસ્તાવના.

આજકાલ નામદાર બ્રિટીશ સરકારની રાજ્ય સત્તાથી અને આપણા હિંદૂના પરા પૂર્વના સ્થળે જેમ જેમ તેમનું વધારે સાર્વ ભૌમત્વપણું પ્રાપ્ત થયું, તેમ તેમ વિદ્યાની વૃદ્ધી થવાથી, જુદા જુદા વિષયો ઉપર વિવેચન થઇ પુસ્તકો પ્રસિદ્ધ થયાંછે. જેથી આર્ય જનોને ઉન્નત દશામાં આવવાનાં સાધનો મળ્યાંછે. જે જે પુસ્તકો, આપણા ગુર્જર હિંદૂ ભાઇઓની સંસારી હાલત સંબંધી પ્રગટ થયાછે, તેના રચનાર વિદ્વાન ગુણી નરોછે, અને તેવા વિદ્વાન જનોની પંક્તિમાં માત્ર જવા આવવાના સહવાસથી આજ કેટલુંક થયું બાળ વિવાહ નિષેધક વિશે વિવેચન કરી એક લઘુ પુસ્તક બ્હાર પાડવાની ઉમેદ થવાથી, કજોડાથી થતાં દુઃખોનું કવિતા રૂપે માહારી યથા શક્તિ, અને બુદ્ધિએ રચી આ લઘુ ગ્રંથ પ્રસિદ્ધ કરયોછે.

આમાં બાળ લગ્નથી થતા ગેર ફાયદા, અને પૈસાના લોભથી, વૃદ્ધને કન્યા આપેથી, ને નિર્દોષ સ્ત્રિના પર પડતી વિપત્તી, અને મુખ્ય કરી નાની વયનો વર કન્યાને મળવાથી, જે સંસારમાં ખરાબી થાયછે તે દર્શાવવામાં આવ્યુંછે.

સર્વ વિદ્વજનો પ્રત્યે માહારી વિનય પૂર્વક વિનંતીછે, કે મે પીંગળ, ભાષા, વિરતી, પ્રાસ, અર્થ, અને નિયમો, એ તરફ લક્ષ ન આપતાં આ પદ્ય પ્રસિદ્ધ કરવાનો મ્હારો પ્રથમજ સમયછે, માટે ગુણ દોષ વિશેની માફી આપતાં, ખરા મતલબને ગ્રહણ કરશો, એવી આશા બાંધુછું.

કર્તા.

# બાળ લગન દુઃખ દર્શક કજોડું.

## મંગળા ચરણ.

### શંકર સ્તૂતિ.

શાર્દૂલ વિક્રિડીત છંદ.

દીનાનાથ દયાળછો જગતના, કાશીપુરાધીપતી,
શીવું શંકર સર્વદા હરઘડી, ચર્ણે નમુ શીશથી;
ગ્રંથારંભ કરૂં કૃપાળ શિવજી, દેજો મુને સન્મતી,
રસનાવાસ કરો સદા પશુપતી, પ્રીતે કરૂ વીનંતી.—૧.

જગત કર્તા ઇશ્વરે આ સૃષ્ટિમાં સર્વ પ્રાણી કરતાં મનુષ્ય જાતીમાં વધારે સુખ બક્ષેલું છે; આહાર, નિદ્રા, અને મૈથુન, પ્રાણી માત્રમાં મુકેલું છે, છતાં મનુષ્યમાં સારાસારનો વિચાર કરવાની શક્તિ, અને વિવિધ પ્રકારનું જ્ઞાન વધારે છે; જેવડે સૃષ્ટિની અનેક પ્રકારની રચનાનો ખ્યાલ, અને તરે-હવાર જાતનાં કળા કૌશલ્યો, શોધી કહાડવામાં તર્ક શક્તિ વધારે વાપરી સકેછે, એ ખુબી સર્વ શક્તિમાન ઇશ્વરે અન્ય પ્રાણી કરતાં આપણામાં વિશેશ મુકીછે, એ તેનો ઉપકાર અતી અનહદ છે.

સૃષ્ટિનુ મંડાણ થયું, તેમાં પ્રથમ આદી પૂરૂષે સ્ત્રિ પૂરૂષનું જોડું ઉત્પન્ન કર્યું. ત્યાર પછી ક્રમે કરી વિસ્તાર વધતાં વધતાં પોત પોતાનાં કર્મો ઉપરથી વર્ણા વર્ણ થઇ જુદા જુદા ધર્મો, રીતભાત, અને વાહવટ, વિગેરે ચાલુ કરી અન્યો અન્ય સલાહ સંપથી વર્તવા સારૂં મનુએ પ્રથમ કાયદા કાનુન, અને નીતિ શાસ્ત્ર વિગેરે સંસારાદી વ્યવહાર મર્યાદા પૂર્વક ચલાવવાને ગ્રંથો રચ્યા; તેમાં જે વિદ્યા અને કળા કૌશલ્યમાં નીપુણ થયા, તે વરીષ્ટ પંક્તિમાં ગણાવા લાગ્યા; તેમજ શ્રીમાન પૂરૂષો જે ધર્મ, દાન, યજ્ઞયાગાદિક, તથા અન્ન છત્રો, અને શુભાશુભ કાર્યોમાં હજારો રૂપૈયા ખરચી, તથા અનેક પ્રકારનાં લાંહાંણાં કરી, પોતાની જ્ઞાતીનું તથા બ્રાહ્મણ, તથા સંતસાધુ, વિગેરે વિદ્વાનોનું, સન્માન કરી વિજય મેળવી ગયા, તેઓ પણ વરિષ્ટ પંક્તિમાં ગણાવા લાગ્યા. વળી તે કાળની સ્ત્રિઓ સદ્‌ગુણી, સુશિળ, પતિવ્રતા, નિતિવંત, વિવેકી, અને સંસારાદી વ્યવહાર ચલાવવામાં ઘણીજ કુશળ, તેથી પોતાના દીકરા દીકરીઓને બાળપણ માંથીજ ઉત્તમ પ્રકારની નિતિની કેળવણી આપી પુખ્ત ઊમ્મરે તેમને સારૂ મ્હોટી ઉમ્મરનો લાએક અને સદ્‌ગુણી વર, તથા તેના ઘરની સ્થીતિ, તથા તેના વડિલોનો વિવેક, વિગેરે કેટલીક બાબતોનો શોધ કરી પરણાવતા; તેથી તે સ્ત્રિ પૂરૂષમાં કદી પણ કલેશ કંકાશ ન થતાં તેઓ અંન્યો અંન્ય સલાહ સંપથી સંસાર સુખ ભોગવતાં હતાં, તેથી તેઓની સંતતી એટલે પ્રજા પણ કૌવતમંદ શૂરવીર, વિચિક્ષણ, અને દીર્ઘાયુ થતી હતી, તેનું ખરૂં કારણ પુખ્ત ઊમ્મરના સંબં-

થથીજ. અને આજના વખતની સ્ત્રિ પૂરુષની પ્રજા નીર્માલ્ય, સુસ્ત, બીકણ, શરમાળ, અને અલ્પાયુ, તેમજ કુસંપી, એક બીજામાં અરૂચી, અને કલેશ, કંકાસથી દુખી, તેનું ખરૂં કારણ અગ્નાનતા, અને બાળ લગ્ન એથીજ સમજવું.

માટે આ સંસારનું ખરૂં સુખ, પુરૂષને સદગુણી સ્ત્રિ થકીજછે; તે સ્ત્રિ નિર્ધન, કે શ્રીમંત, રાજા, કે રંક વિગેરે સર્વ પંક્તિમાં પોત પોતાના ઘરનો પ્રધાનછે. સુખ દુઃખમાં બીજા સર્વ સગા સહોદર કર્તાં તે વધારે ભાગ લેછે; અને આખા ઘરનો વ્યવહાર, ઘરનું માન, અને મોટાતબ, જેમ રાજા પોતાના રાજ્ય ઉપર સ્વતંત્રપણે અમલ, અને સત્તા ચલાવેછે; તેમ તે રાખેછે અને બાહારની ઉદ્યોગ ધંધા સંબંધી ઉદર પોષણના કામની કાળજી પુરૂષ રાખે છે, આ રીતનો ક્રમ અનાદીથી ચાલતો આવેલોછે.

પ્રાચીન કાળમાં ઉંચ નીચ કુળ બંધાઇ ગયાં, તે ઉપર દર્શાવેલાં કૃત્યોથી હોવાં જોઇએ; પણ કેહેવતછે કે (સાપ ગયા અને લીસોટા રહ્યા.) એટલે હાલના જમાનામાં આવે બંધુઓએ પોત પોતાને અનુકુળ પડતા માર્ગ પકડી લીધાછે. આચાલ મનુષ્ય પ્રાણીમાં સર્વ વર્ણોમાંછે; પણ "પ્રસંગોપાત" સાહો નહી પરંતુ ઉંચ વર્ણના હિંદુઓમાં જેવા કે બ્રાહ્મણ, વાણિઆ, સોની, પાટીદાર, ભાટીઆ, વિગેરે; એટલે જે ગ્નાતીમાં પુનર લગ્ન કરવાનો ચાલ નથી તેઓમાં વિશેશ જોવામાં આવેછે.

કેટલીક ગ્નાતીમાં એવા કુળાભિમાનો હોયછે કે, પોતાના બાપદાદા, અથવા વડીલોએ જે કુળમાં કંન્યા આપવાનો

વહિવટ પાડેલો હોય, ત્યાંજ પોતાની દીકરીઓ આપેછે, તેમાં વખતે બરોબર અને સારી સ્થીતિવાળું ઘર ન મળ્યું તો પોતે સારી હાલતમાં હોયતો જમાઇને કાંઇ આજીવિકા (ગુજરાન દાખલ ગરાસ) આપીને પણ દીકરી ત્યાંહાંજ પરણાવશે.

તેમજ કેટલાક પોતાના બરોબરીઓ અથવા ચઢોયાતો કુળવાન ખોળીને કંન્યા આર્પેછે, અને પેહેરામણીનો વર સમજીને તથા એવા કુળવાન પૂરૂષને ઘેર સંબંધ બાંધવાથી વધારે મહત્વછે, એમ સમજીને ઘણીજ ઉલટથી સો, બસો, કે પાંચસો, રૂપૈયા ઘુંજે ઘાલી મ્હોટા થાટ માટથી પરણાવેછે. તેમાં વર મૂરખ હો કે, શહાણો, વિદ્વાન હો કે, અભણ, ઘરમાં ખાવા પીવાની સંસ્થા કેવીછે, તથા વ્હેવાઇ વળોટનો વિવેક કેવોછે, ઇત્યાદી બાબતોનો કંઇ પણ વિચાર ન કરતાં ફકત કુળવાન દેખીનેંજ અંજાઇ જાયછે. એ વિશેનો કેટલાક સમજુઓ, વર, અથવા ઘર, કંઇક જુએછે, પણ ઘણા ખરા તો એવા કુળવાનને ઘેર કન્યા આપેછે કે, તેઓના ઘરમાં ખાધા પીધાનું પણ ઘણું સંકીરણ હોયછે, તે છતાં ઘણાજ મિથ્યા ભિમાની, અભણ, અને આળસુ, પોતાના કુળની મ્હોટાઇથી નિમગ્ન રહી મદના છકેલા જોવામાં આવેછે; સાસરાના ઘરમાં તે બિચારી ગરીબ અબળાએ પગ મુકયો ત્યારથી, મર્ણ પર્યંત ઘરમાં દળી ખાંડીને, અથવા શીવી કાંતીનેં, ઉલટું તેમનું પોષણ કરેછે; તોપણ બીચારીને પેટ ભરી અન્ન અને અંગ ઢાંકવાને નબળું પાતળું વસ્ત્ર, પુરતું મળી સક્તું નથી, તો તેને ઉત્તમ પ્રકારની નીતિની કેળવણીનો લાભ તો કયાંથાજ મળે? અને આગળ દરસાવ્યું છે કે, સ્ત્રિ ઘરનો

પ્રધાનછે, ને તે આપણા સુખ દુઃખમાં ભાગ લેછે; હવે સુગ્ન જનો વિચાર કરો કે, જે સ્ત્રિઓ રાત્ર અને દિવસ પોતાના સ્વામીના ઘરનું એક ઘાંણીના બેલની માફક સંસારમાં ઘર બટલાનું જુંસરૂં બાંધે મુકી પોતાની હેયાતી સુધી વેતરૂં કરેછે, તોપણ તે મહા પાપી સાસરીયાં હાડ છેડ કરી ધિક્કારથી તેઓની સાથે અનીતિના શબ્દો વાપરી તીરસ્કારથી વરતેછે તો તે સ્ત્રિયો તેમના ઘરનું પ્રાધાન્યપણું કેવી તરેહ બજાવી સકે? અને તેમના સુખ દુઃખમાં ભાગ કેવા ઉમળકાથી લેઇ સકે ? આવી તરેહનો બનાવ બનવાથી અને અતિશે કાહાપર થવાથી કેટલીક અનીતિનો માર્ગ પકડી દૂરાચરણથી ચાલેછે, તથા કેટલીક નીકળી પણ જાયછે; તો તેવા કુળવાનને આપણી સકુમાર કન્યાઓ આપવાનું ફળ શું ? ફકત દલગીરી, અને જન્મ સુધી બળાપો, તથા મેંશનો કાળો ડાઘ, એ શિવાય બીજું નથી.

તેમજ કેટલાક પાપીઓ પોતાની દીકરીઓને પૈસા લેવાની લાલચે ઘરમાં મ્હોટી ઉમ્મરની કરી સાઠ કે હેંશી વર્ષના ડોસાને બે, ચાર, કે પાંચ હજાર સુધી રૂપૈયા લેઇ જેમ ગાય કે બકરા વેચે, તે પ્રમાણે પોતાની દીકરીઓ આપેછે; એ માબાપો કેવા પાપી, અને ઘાતકી કહેવાય? તેમજ એ કન્યા વિક્રયનો પૈસા પણ કેવા સમજવા? જ્યારે તે સ્ત્રિ ભર જુવાનીમાં હોંશેભેર સાસરે આવેછે, અને પતીનું પ્રથમજ મુખાવલોકન કરેછે ત્યારે પોતાના સ્વામીની એક જીર્ણ કરંક સમાન અવસ્થા દેખી મ્હોટા ઊંડા નીસાસાથી પોતાના મનમાં કેવો પશ્ચાતાપ કરતી હશે? અને દૈવયોગે સ્વામી (પાકુંપાન)

સ્વર્ગવાશી થયો, તો એ ગરીબ અબળાના દુઃખની કાંઇ સીમા !
" કેટલાક વૃદ્ધ પુરૂષો પોતાએ સંતતીના સુખને શારૂં હજારો"
" રૂપૈયા કંન્યાના બાપને ખાવાના આપી ચોરીએ ચઢેલા,"
" લગ્ન મંડપમાં મંગળ ફેરા ફરતાંજ સ્વર્ગવાશી થએલા એ"
" સાંભળ્યાછે."

હવે તે લાચાર અબળાઓને સંસાર સુખ ભોગવવાનો દિવસતો સ્વપનેપિ દૂર્લભ; આ વખતનો દયામણો દેખાવ જોઇ કોની આંખમાં આંસું નહી આવે ? ખરેખરો શોક, અને સંતાપ, બાળક સ્ત્રિના રંડાપાનોજછે. એ બિચારીઓને જન્મ સુધી ચોરની માફક રંડાપો ભોગવી ઘરનો ખુણો સેવી નીગળતી આંખોએ આયુષ્ય પુરૂં કરવું પડેછે; તેમાં તેઓ-માંની કેટલીક વ્યભિચારીઓ બની જાર કર્મો કરી ગર્ભપાત કરેછે; અને કેટલીક પર પૂરૂષોને લેઈ પોતાની નાત જાતને છોડી નીકળી પણ જાયછે; અને કેટલીક દુઃખ સહન ના થવાથી આપઘાત કરી પોતાના ઘાતકી અને ક્રૂર માહા પાપી માત પિતાને હત્યા પણ આપેછે; આવાં અનેક ઠેકાણે અને ઘણાંજ શોક કારક કૃત્યાં દેખવા છતાં, એક ઉપર બીજી, અને બીજી ઉપર ત્રીજી, આપવાને ચુકતા નથી; તેમ કેટ-લીક વખતે કંન્યા લાયકનો મોટો વર મળતો નથી, તેથી બે ત્રણ વર્ષનો વખતે ન્હાનો વર હોયતો તેની સાથે લગ્ન કરેછે. માટે એમાં પણ પરીણામ માઠાંજ નીપજેછે.

આ ઉપરથા મારા સર્વે આર્ય બંધુઓને એટલીજ વિનંતીછે જે, પોતાની દીકરી પોતાના બરોબરીઆ સંબંધીને આપો, અથવા ઊંચા કુળમાં આપો, પણ પાંચ વર્ષે મ્હોટા

અને સમજુ વર, અને લાએક ઘર જોઇને આપશો તો તેથી તે દીકરી પોતાના સંસારે સુખમાં દિવસ સારી રીતે નિરગમન કરી આપણને આશીરવાદ દેશે.

એક કુળવાન શ્રીમંતે પોતાની દસ વર્ષનો સકુમાર કન્યાને, કુલીન કુટુંબમાં લાયક વર, તથા યોગ્ય ઘર ન મળવાથી એક સાત વર્ષના અજ્ઞાન છોકરા સાથે પરણાવી. એ બાઇએ પોતાની યુવા વસ્થાના મદને અંકૂશમાં રાખ્યોછે, છતાં અનેક તરેહના ખ્યાલ, અને કુતર્કો, કરી પોતાના માત પિતાનો તથા સાસુ સસરાનો કેટલો ધિક્કાર કરયોછે, તે આ પાસેની (કજોડાની) કવિતા ઉપરથી સેહેજ ધ્યાનમાં આવશે.



# કજોડું.

———o———

## રાગ પરજનો.

———o———

(કહી સહિયર જેનો કંથડો એ રાગ.)

કરમે કજોડું મ્હારે ક્યાંહાં લખ્યું.—ટેક.
હાંરે બ્હેની રાજ્ય નગર રળિયાંમણું,
સાભર સરીતાને તીરરે;
ત્યાંહાં પીએર જાતે વાણિયા,
માત પીતા અભી રામરે. કરમે.—૧
હાંરે બ્હેંની તાત કપૂરચંદ માહરો,
કેસર માતા કેરૂં નામરે;
વેપાર કરેછે માણેક ચોકમાં,
નાણાવટી ગાંડે દામરે. કરમે.—૨
કુળા ભિમાની તાત માહરો,
વટ રાખે સોથો સારીરે;
પેટે પ્રજાનું સુખ નામળે,
સદા શીવે ત્રિપૂરારીરે. કરમે.—૩
જાપ કરાવ્યા જુગદીશના,
ભૂત, ભૂવા, જોગી, જતીરે;
અક્ષત બતાવ્યા અતિશે વળી,
ગર્ભ વંતી થવા સતીરે. કરમે.—૪

દાન દીધાં તે બહુ દીનને,
બ્રહ્મ ભોજન તો દહાડીરે;
પુણ્ય પ્રગટ થયું તે થકી,
ગર્ભ રહ્યો મુજ માડીરે. કરમે.—૫
હર્ષ વાધ્યોછે એહ અંગમાં,
સુખ દીધું શ્રી મૂરારીરે;
દસે માસે તે પ્રસ્રવ માહરો,
કંન્યા રૂપે સકુમારીરે. કરમે.—૬
વંઝા મ્હેંણું તો ટળી ગયું,
ઉછેરેછે પુત્ર જેમરે;
લાડ લડાવ્યાં અતી હાંસથી,
મ્હોટી કીધી મને બ્હેંનરે. કરમે.—૭
વર્ત કરાવ્યું ગોરય માતનું,
ગાય વ્રત કીધાં ભારીરે;
ખાવા, પીવા, નેં અંગે ઓઢવા,
રઘું રમત તો સારીરે. કરમે.—૮
વર્ષ દશેક થયાં એટલે,
માતાએ વિચાર્યું મંનરે;
બાળા સ્વરૂપે બની કન્યકા,
ખરે ખરૂં મ્હારૂં ધનરે. કરમે.—૯
લાડે કોડે તો દેઉ દીકરી,
કુળવાન ઘર જોઇરે;
વરરૂપાળો રૂડો રાજવી,
કન્યા દેવા કરૂં સોઇરે. કરમે.—૧૦

માતે વિચારી વાત તાતને,
બ્હેન વરાવો કો જાગેરે;
હેને પ્રીતે તે હાંસ પૂરવી,
જમાઇ જુઓ જસ વાધેરે. કરમે.—૧૧
સગપણ સાંધ્યું તે બ્હેની માહરૂં,
વડોદરૂં શેહેર જોયુંરે;
કૂલીન ઘર અતી શોભતું,
જમાઇ જોઇ મન મોહ્યુંરે. કરમે.—૧૨
લગ્ન કીધાં તે બહુ લાડથી,
પારણાનો વર લાવીરે;
સાત વરસનો પર્ણાવિયો,
લોકે ઠીકા કર્યા ભારીરે. કરમે.—૧૩
બાળક તેથી નવ લાગીયું,
તે હી સમજમાં થોડારે;
આણું કરાવી લાવ્યા મુજને,
સ્વામી સંગે પ્રીતિ જોડારે. કરમે—૧૪
સાંભળ બ્હેની સ્વામી સુખ વર્ણવું,
કયા જનમનાં પાપરે;
દૈવે ડુંગર માથે હોળિયો,
જાશે કયારે તે સંતાપરે. કરમે.—૧૫
હાંરે બ્હેંની પતી મળયો બાર વર્ષનો,
ઠુંઠું પંદર પ્રમાણરે;
નાગો ફરેછે નંડાર તે,
નથી સમજ કે સાંનરે. કરમે.—૧૬

રૂપે તો જાણે ઇંદ્ર વાયણું,
આધિ કડવું તે ઝેરરે;
રૂપ જોઇને બ્હેંની શું કરૂં,
કર્મે કાધો અની કેરરે. કરમે.--૧૭
માત પીતા તો વેરી માહરાં,
કુળમાં મેલાને અંગારરે;
ક્યાંથી કાંકીડો શોધી કહાડિયો,
ન્હાનો મળયોછે નાદારરે. કરમે.—૧૮
જોબન મદભરે માહરો,
ઝુરી ઝુરી બની રોગારે;
ઘરમાં પરૂંછું બ્હેબાકળી,
કોઇ મળે નર ભોગારે. કરમે.—૧૯
ટોળા વંછોઇ જેવી મ્રગલી,
પતિ સુખ વિના તેવીરે;
કીકી વિનાની જેવી આંખડ
પરૂં જગતમાં એવીરે. કરમે.—૨૦
ચંદ્ર વિનાની જેવી રાતડી,
નદી જળ વિના કેવીરે;
ગાય વિનાની જુઓ વાછડી,
પીયુ સુખ વિના તેવીરે. કરમે.—૨૧
કામ વશી રહ્યો અંગમાં,
જ્વાળા ચાલીછે આકાશરે;
સખી સાહેલી સુખ સાંભળું,
થાઉ અતીશે ઉદાશરે. કરમે.—૨૨

ભોગી મળેજો મન ભાવતો,
કામ સમે તતકાળરે;
જવાળા નરમ પાડું તે થકી,
મીઠી દેખાડું હું વ્હાલરે. કરમે.—૨૩
આપું માનીતાને ટુંપીયો,
બીજો કાવળનો હારરે;
કામ સમાવે કોઇ માહરો,
માનુ અતીશે ઉપકારરે. કરમે.—૨૪
કાંતી કનક મય શોભતી,
રંભા દેખી મુને લાજીરે;
સ્વર્ગ ભુવનમાં તે જઇ વશી,
વાત સુણો કહુ ઝાઝીરે. કરમે.—૨૫
ગજ સવાનો મ્હારો ચોટલો,
જાણે વાસુકીછે નાગરે;
જોઇને પાતળે પેશી ગયો,
છોડી ગયો નીજ જાગરે. કરમે.—૨૬
લોચન વિશાળ દેખી નિર્મળાં,
જોઈ મ્રગલીતો નાશીરે;
વનમાં વશીછે નેત્ર જોઇને,
સદા રહે તે ઉદાશીરે. કરમે.—૨૭
ભ્રમર જુઓ ને બેઉ વાંકડી,
જાણે ધનુષ કમાનરે;
કામી પડેછે ભૂમી ઉપરે,
ખરે વાગ્યું મોહબાણરે. કરમે.—૨૮

શ્રવણ બે શોભે રૂડા શીપશા,
ગાલ ત્રાજુડી આકારરે;
ગોરા ગાલેતો ખાડા પડે,
હસુંછું બહુંની જેવારરે. કરમે.—૨૯
લલાટ તપેછે કેવા ચાંદલો,
દેખી ચંદ્ર ઝાંખો થાયરે;
ક્ષિણતા પામીને પાળે શોક તે,
એક દિવસ ન દેખાયરે. કરમે—૩૦
અધર દીસેછે બે પ્રવાળશા,
દંત માણેક સમાનરે;
રસના અમૃત વાણી ઓચરૂં,
કોકીલ કરે જેમ ગ્યાનરે. કરમે.—૩૧
નાશીકા કીરની ચાંચછે,
ગ્રીવા કપોતના જેવીરે;
ઊપમા આપું હું સખી કેટલી,
હડપચી પણ તેવીરે. કરમે.—૩૨
કર કરી સુંઢના સરીખડા,
દસ આંગળી સમાનરે;
જેવી દીસેછે મગની ફળી,
નખ સુંદર પ્રમાણરે. કરમે.—૩૩
કુચ કઠણ બે અનારશા,
અનુપમ રૂડા શોભેરે;
મુર્છા ખાઇને અવની પડે,
કામી જન મન લોભેરે. કરમે.—૩૪

ઉદર પોયણ પત્ર પાતળું,
કટી કેસરી સમાનરે;
જંઘા બે કદળીના સ્થંભછે,
દેખી ભોગી ભૂલે ભાનરે. કરમે—૩૫
પગની બે પાટલી સમાનછે,
મેંદી થકી રાતી ચોળરે;
સર્વે અવયવ મ્હારે શોભતા,
એવુ રૂપછે અતોલરે. કરમે.—૩૬
એવું સ્વરૂપ દીધું કારમું,
એતો બ્રહ્મા તણી ભૂલરે;
નિર્મ્યો ન કંથ સમાન કો,
જીવતર કીધું ધૂળરે. કરમે.—૩૭
હાંરે બ્હેંની રૂપ સમાને મ્હારે શોભતા,
અંગ તણા શણગારરે;
મ્હેરી સ્વરૂપ કોને દાખવું,
અંગે લાગેછે અંગારરે. કરમે.—૩૮
કલ્લાં, કાંબી, નેં લંગર શોભતાં,
પગ માંહે જુઓ ભારરે;
હાથે ચુડોછે ગજ દંતનો,
જેની કોરણી રૂપાળીરે. કરમે.—૩૯
ચીપો ચુડાને મઢો હેમની,
બંગડીછે મ્હેલું દારરે;
છંદ, પેરયાછે કડાં, સાંકળાં,
કારીગરીછે અપારરે. કરમે.—૪૦

હાથે બાજુ બંધ શોભતા,
દશ આંગળીએ વેઢરે;
કંઠે પેર્યાંછે તુશી પાટીયાં,
હારે મોતીનાછે સેરરે. કરમે.—૪૧
કાનેછે કાંપ જડાવના,
નાકે વેસરમાં મોતીરે;
દામણી બાંધીછે ભાલ ઉપરે,
ઝગ મગે જાણે જ્યોતીરે. કરમે.—૪૨
કાજળ સાર્યાંછે બેઉ આંખમાં,
સાળુ કસબીછે કોરરે;
પાંચ પટાનો રૂડો ઘાઘરો,
ચોળી ચમકેછે મોરરે. કરમે.—૪૩
ગજ સવાનો ઊંચો ઢોલીયો,
મખ મલનો તળાઈરે;
નર્મછે ગાલ મશુરીયાં,
મચ્છર દાનીછે સવાઈરે. કરમે.—૪૪
એવી સજ્યાછે મ્હારે પોઢવા,
પાસે હીંડોળાની ખાટરે;
ભોગી વિનારે શા કામના,
મુને થાયછે ઉચાટરે. કરમે.—૪૫
પતી પોઢેછે મ્હારી સોડમાં,
એક બાજુ ઇસ ઝાલીરે;
ખીકણ ઓલાવું રેડી પડે,
પીટયો દેછે મુને ગાળીરે. કરમે.—૪૬

જાને ગયેડી ભૂંડી ભારજા,
કહેવા દેને મારી માતરે;
ઠાઠાં ભંગાવું રાંડ તાહરાં,
થાવા દેને તું પ્રભાતરે. કરમે.—૪૭
રોજ સેતાવેછે મુજને,
સારી રાત અને દહાડીરે;
ભોડ ભંગાવું ખરી ખાંતથી,
કહી દેઉ કરી ચાડીરે. કરમે.—૪૮
માતા જુઓને પેલી બાયડી,
રાતે આવી મુજ પાસેરે;
કોટે વળગાડી ભીડે બાથતે,
નીત્ય રોજ તે સંતાપેરે. કરમે.—૪૯
ચુંબી કરેછે ધરી ગાલને,
લેછે મને ઉછરંગરે;
વાતો સુણાવે વિનોદની,
નથી સુવાનો તે સંગરે. કરમે.—૫૦
પરણ્યા પીઉની હુંતો પ્રેમદા,
ભવ બાળ્યો મ્હેંનો મ્હારોરે;
સાસુ જાયો તો આવું ઓચરયો,
કેમ જાશે જનમારોરે. કરમે.—૫૧
એવી અક્કલનો અજ્ઞાનતે,
રમે, ભમે, તે ગોવાળરે;
કંન્યા રાખીછે પુરો રાંડવો,
કેવો માંડું હું વ્હેવારરે, કરમે.—૫૨

ભણવું, ગણવું નહી ગમાગને,
કજીયાખોર લાગે આળરે;
માત પીતાનો અતી લાડકો,
કોઈબણું લાગે ઝાળરે. કરમે.—૫૩
સસરો સાસુતો બેઉ માહરાં,
પુજુ શાથી એના પાયરે;
બોલું પણ બોલ જડતા નથી.
મ્હારી જીભડી કપાયરે. કરમે.—૫૪
સસરો અભણ પુરો આળસુ,
એહો અક્કલનો અંધરે;
ભંગી, જંગી, ને ગાંજા ખોરીયો,
કેફ કરે મતી મંદરે. કરમે.—૫૫
વહીવા અર્થે કદાપી જો મોકલ્યા,
લેવા કાપડ કે દાણારે;
ક્યટા વખતે આવી પોહોંચશે,
સસરાજી એવા શહાણારે. કરમે.—૫૬
ધંધો ન જાણે કોડી એકનો,
પોઢી રહેછે બગોયલ રોગીરે;
એની ઓલાદ કેરો છોકરો,
ક્યાંથી હશે બ્હેન ભોગીરે. કરમે.—૫૭
સાસુ શહાણીને ચતુરછે,
પતી પુજે સકુમારરે;
ધ્યાન ધરેછે પરિ બ્રહ્મનું,
દેખાડેછે લોકાચારરે. કરમે.—૫૮

શીવજી શેવેછે સવારમાં,
કરમા ફુલ, છાબ, ઝારીરે ;
ધુપ, દીપ, નૈવેદ્ય. ને આરતી,
રાઝવેછે ત્રિપુરારીરે. કરમે.—૫૯
એવી સાધુતા રાખે આપમાં,
ભીતરથી જાણે મારારીરે;
અસૈહવનો રામ ભોમિયો,
પાજી નાગણ જાણો કાળીરે. કરમે.—૬૦
લોક જાણે કે એ સાધવી
સતી સકુમાર નારીરે;
ભુત ભરાયે એનું પારખું,
કહેશો સારી કે નઠારીરે. કરમે.—૬૧
પરણ્યા પતીને પાડે રીસમાં,
સાત પેઢીયો જગાડેરે ;
પરણ્યો ગણેછે કોડી એકનો,
ડહાપણ સઘલું ડુંબાડેરે. કરમે.—૬૨
સારી શિખામણે લઢી પડે,
પળમાં કહેશે પીઉ ઝેરરે ;
નહીંતો કહેશે કે કુવે પડું,
ભારી વર્તાવેછે કેરરે. કરમે.—૬૩
ગાંડ્યું રખડાવે દીન સારનું,
રોસ રાખે દીલ સાથરે ;
પતી તે કહો શા હિસાબમાં,
થાકે વિશ્વપતી નાથરે. કરમે.—૬૪

આશે ખુણામાં પેશી ખાંતથી,
માલ મસાલા તૈયારરે ;
છાનું મંગાવી બજારથી,
ભૂંજે ટળવળે બાળરે. કરમે —૬૫
ફટરે ભૂંડી પાપી શંખણી,
ડહાપણ માંહે પડી ધૂળરે ;
ભક્તિ ભગાંરે કુમારજા,
રાંડે બોળ્યું બાપનું કુળરે. કરમે.—૬૬
ગર્વ રાખેછે જાણે લખપતી,
માત સાંધે તેર ત્રુટેરે ;
વ્હેવાર ચલાવે એવી રીતથી,
ચોખા લાવે દાળ ખુટેરે. કરમે.—૬૭
મ્હોટાઈ રાખેછે કુળનાતમાં,
કુલીન ગણાવાને સારૂંરે ;
નાત વરામાં ડુબી ગયા,
ઘરનું જોયું મેં ભોપાળુંરે.— કરમે.—૬૮
કર્જ કરવુંછે વાળ જેટલું,
દોઢા સવાયા વધારીરે ;
ભાન નથી મકુમારને,
પડશે શીર બોજ ભારીરે. કરમે.—૬૯
ભીતી લાગેછે મ્હારા દીલમાં,
ઢાંકયો ઢુમ્પોછે સંસારરે ;
આંખ મીચાશે કદી વૃદ્ધની,
નથી આરો નરનારરે. કરમે.--૭૦

બોલું ચાલું જો સખી કોઇથી,
પહેરૂં અંગે શણગારરે;
જાઊં કદી હું દેવ મંદીરે;
સાથે આવે ચોકીદાર રે કરમે.—૭૧
પુરે સવારથી તે કેદમાં,
બહાર જાવાદે ન મુનેરે;
આ દુઃખથી તો મરવું ભલું
આરૂં કહુછું બ્હેંની તુનેરે. કરમે.—૭૨
હાંરે બ્હેંની, આવ્યો વસંત વરણાગીઓ,
રંગ રમે નીત્ય ગોરીરે;
હોરી રમેછે ગુલાલથી,
મ્હારે ધખે હૈયે હોળીરે. કરમે.—૭૩
ગ્રીશ્મ રૂતુના જોને વાયરા
કોયલ કરેછે બહુ સ્હોરરે;
ગાયન કરીને કોને રીઝવું,
પીયુ ન્હાનોછે નંકોરરે. કરમે.—૭૪
આંબે ઝુલેછે કેવાં સાખીયાં,
જોને વેડે પેલો માળીરે;
જોબન આંબાને કોણ વેડશે,
બ્હેંની કહેને તું મર્માળીરે. કરમે.—૭૫
બાગ ખીલ્યોછે કેવો ફુલથી,
ચંપો, ચંબેલી, ગુલાબરે;
જોબન બાગ કયારે ખીલશે,
સખી દેને તું જવાબરે. કરમે.—૭૬

વર્ષા રૂતૂ કેરાં વાદળાં,
દોડે આકાશે અપારરે ;
ચપળા ચમકે ને થાય કાટકા,
ઘન વરસે મુશળ ધારરે. કરમે.—૭૭
ખાંધે કોદાળો હાથે પાવડો,
ખેડુત કરેછે કલોલરે ;
ઝાડે ચઢીને નાચે મોરતો,
માદા રીઝવે અતોલરે. કરમે.—૭૮
મ્હારે અવસર કયારે આવશે,
મન ચીંતા કરૂ બ્હેંનરે ;
પંખી પણ પ્યાર જોને કેટલો,
પતી સુખે સુખ ચેંનરે. કરમે.—૭૯
સરીતા ચાલે જો ઉતાવળો,
ભાવ રાખે સ્વામી સાથરે ;
આતૂર અધિક બ્હેંની એથકી,
જાણે મિઠું સ્વામી નાથરે. કરમે.—૮૦
શર્દ રૂતૂતો જોને શોભતા,
ચળકી રહ્યા નભે તારારે ;
તેમાં સુધાકર શોભતો,
મનસુખા કરે મ્હારારે. કરમે.—૮૧
વિચાર કરૂંછું મંન માહરે,
પતી કાલે મ્હોટા થાશેરે ;
આળ માથે નવ આણવું,
પતી વ્રત મ્હારૂં જાશેરે. કરમે.—૮૨

મનને મારૂછું ડરી લાજથી,
શીયલ વ્રત ભાગે મ્હારૂંરે ;
દોયલા દીવસ કાલે વામશે,
વિશ્વ પતી કરશે સારૂંરે. કરમે.—૮૩
હાંરે બ્હેંની, ગરબો ગવાય ઘર આંગણે,
ગાય ગોરી ગીત વરણીરે ;
તોય ન જવાય બ્હેંની હું થકી,
એતો કયાઃ ભવની કરણીરે. કરમે.—૮૪
મ્હારા સમાણી મુજ ગામની,
સહિયર પેલી સકુમારરે ;
કહેડે લીધું છે એક છોકરૂં,
ચાલે આંગળીયે એ બાળરે. કરમે.—૮૫
રહીછું અભાગણી હું વાંઝણી,
પતી કયારે મ્હોટા થાશેરે ;
લેઉ લ્હાવોરે સ્વામી સુખનો,
દીલ દાઝ ત્યારે જાશેરે. કરમે.—૮૬
પાપી પીતાને માત માહરાં,
પાપી સસરો ને સાસુરે ;
કાગની કોટે તો રત્ન બાંધીયું,
દેખી આવે આંખે આંસુરે. કરમે.—૮૭
ફૂટરે જનેતા પુરી પાપીણી,
શાહાણી થઇને કેમ ચુકીરે ;
પાટા બાંધીને નાખી કુપમાં,
કીધી ખરે ખરી દુઃખીરે. કરમે.—૮૮

આવું ધારયું હતું આપમાં,
શીદ માડી તેં જીવાડીરે;
જન્મ સમે તો નખ દેઇને,
કેમ નાખી નહીં મારીરે. કરમે.—૮૯.
ફટરે ભૂંડી તું અભાગણી,
વેરણ વીધાતા માતરે;
શાને સ્વરૂપ મને આપીયું.
શીદ સરજી નારી જાતરે. કરમે.—૯૦
કુટુંબ કંગાલ કદી જો મળે,
પતી તણું હોય સુખરે;
સ્વર્ગ ભૂવન ઇચ્છા નહી કરે,
ખ્યારી તણી ભાગે ભૂખરે. કરમે.—૯૧
ઘણી નાતોમાં દુઃખી ઓરતો,
ખાવા ઘરમાં નહીં દાણોરે;
પાટા બાંધીને નાખે કુપમાં,
વર મૂરખ હો કે શાહાણોરે. કરમે.—૯૨
બાર વરસનો આ છોકરો,
ઘોડા સરખી મે છે નારીરે;
પંડય રોગી છે કેવો દૂબળો,
કીધી બંનેની ખુવારીરે. કરમે.—૯૩
ઘરમાં ખાધાનું દુઃખ ભોગવે,
માર મારે નીત્ય દાહાડીરે;
શીવી દળીને ભરે પેટ તે,
છાંણાં બળતણ વીણે ભારીરે. કરમે.—૯૪

વેડ કરાવે બે મર્જાદથી,
ગુજામડી કે, કો ગોલીરે;
અન્ન વિના તો લથડી પડે,
કૃશ કાયા જાણે કોળીરે. કરમે.—૯૫
સહીયર જો ને પેલા શેઠીયો,
દાંત પડયા, ડાચાં મળિયાંરે;
જમણા કરમાં તો ઝાલી લાકડી,
માથું ધ્રૂજે આવ્યાં પળીયાંરે. કરમે.—૯૬
પરણ્યો તે ગયા ફાગણ માસમાં,
બાર વરસની બાળીરે;
મસાણ કાંઠે જશે નાવલો,
જોબન વંતી થશે નારીરે. કરમે.—૯૭
કાયા કાંપે છે બહેની માહરી,
ચુડો ફોડવા બાપે આલીરે;
અઘોર કર્મ તે તો આદરી,
ચોરે ભાલે રમશે જારીરે. કરમે.—૯૮
ગર્ભ ગાળે છે એવાં પાપથી,
લાચારેથી સકુમારીરે;
પસ્તાય છે તે પોતે પંડમાં,
બચાવાની નથી બારીરે. કરમે.—૯૯
એવી હત્યાઓ થાય જેટલી,
માત પીતા કેરે શીરરે;
માટે બાળક, વૃદ્ધ, ટાળીને,
પુખ્ત ઉમ્મર જોજો વીરરે. કરમે.—૧૦૦

કંન્યા થશે તો પાંચ વર્ષનો,
મ્હોટો જોજો સકુ મારરે;
આશીરવાદ દેશે આપથી,
કૃપા કરે કીરતારરે. કરમે.—૧૦૧
ન્હાનો તેવો વૃદ્ધ જાણજો,
વૃદ્ધ ભૂંડો સૌથી ભારીરે;
કહેવત "મીંઢળ મડે બાંધીયું,"
શુહાણા દેશો નહી નારીરે. કરમે.—૧૦૨
ધનનો લાલચે નાખો કૂપમાં,
કંન્યા આપની કુમારીરે;
અઘોર પાપી તો પુરા થશો,
નર્ક તણા અધિકારીરે. કરમે.—૧૦૩
સ્ત્રિનો ખોરાક પતી સુખનો,
પૂરૂપ ઉદ્યોગ પ્રમાણરે;
પ્રાણી માત્ર ખોરાક અન્ન દેવનો,
ક્રમ બાંધ્યો સારીંગ પાણરે. કરમે.—૧૦૪
મન અંકૂશે તન હાથીયો,
વશ રાખ્યો ગીરધારીરે;
હવે પછીની લાજ રાખજો,
છેલ છેલી અર્જ મ્હારીરે. કરમે.—૧૦૫
ખયાલ કીધા છે કૂતર્કના,
દોષ માત્ર સારીંગ પાણીરે;
કામ મારયોછે હજુ માહરો,
માફી આપો વદુ વાણીરે. કરમે.—૧૦૬

શ્વસૂર સાસુની નીંદા આચરી,
પતી કહ્યા મેં ગમારરે;
ગાળો બળાપામાં દીધીપો,
માફ કરો કોરતારરે. કરમે.—૧૦૭
અબળા જાતીનો સ્વભાવ છે,
જુઠી, પ્રપંચી, કો જારીરે;
કઠોર ભાષણ કહ્યાં કોટીધા,
ક્ષમા કરો ત્રિપૂરારી રે. કરમે.—૧૦૮
આહાર, નીદ્રા, નેં કામવાસના,
કપટી, કુટીલ, વિહારીરે;
તેનેં બચાવવા અંકૂશતો,
સાચે કહુછું દેવું ભારીરે. કરમે.—૧૦૯
મેરૂ આગળ જેમ કાકરો,
ભાનું આગળ ખદ્યોતરે;
નીધી આગળ ખાબોચિયું,
તેવી તુચ્છ માત્ર નારીરે. કરમે.—૧૧૦
સાલ વિક્રમ શત ઓગણી,
ઉપર છતરી નીરધારરે;
અશ્વીન માસ એકાદશી,
કૃષ્ણ પક્ષ ભ્રગુવારરે. કરમે.—૧૧૧
ગાય શીખે ને ગરબો સાંભળે,
નર, નારી, સુખ વાસરે;
બળદેવ રામનો છે વિનંતી,
આશા પુરે અવિનાશરે. કરમે.—૧૧૨

---

# આર્ય બંધૂઓને વિનંતી.

રાગ પરજ.



અરે કોણ આદમી એવોરે, જાણે જમસેદજી જેવોરે.—એ રાગ.

અરે કોઇ હિંમ્મત ધારોરે, બાળાતણાં દુઃખોને ટાળોરે;—ટેક.

આર્ય જનો મા'રી અર્જને' ઊરમાં, વાંચીને' કરજો ખ્યાલ,
રંક વનિતાનો ટાળો બળાપો, ભૂંડી કજોડાની ગાળ.
અરે.—૧

પ્રાચીન કાળના ધારા ધિમંતો, કેમ તજયા તમે દૂર,
વિદ્યા, કળામાં નિપૂણ બનાવી, પર્ણાવતા તેઓ સૂર.
અરે.—૨

પુખ્ત ઊમ્મરના લગ્ન થકી વળી, નર નારીમાં હતો પ્યાર,
હળીમળી સંપે ભોગવતાં દંપતિ, સુખ સંપત્તિ સંસાર.
અરે.—૩

તેહજમાનાની પ્રજા જુવો કેવી, બળવંત અનહદ વીર,
ધિમંતને શૂરવીર, વિચિક્ષણ, દીર્ઘાયૂ, કો રણધીર.
અરે.—૪

કૂડ, કપટ, કૂલક્ષણ નહીં કદી, કલેશ કંકાસથી દૂર,
રહેતા સદા આનંદ મગનમાં, પ્રાક્રમતો ભરપૂર.
અરે.—૫

કંન્યા તણી કોડી ખાવા ન લેતા, મર્ણાંતે રાયકે રંક,
તે પૂણ્યના પરતાપથકી ઘરા, રસકસ દેતીનિ:શંક.
અરે.—૬

માન્ય પ્રતિષ્ટા અધિક સ્ત્રિઓ તણી, રાખતા તે ભરથાર,
પતિવ્રતા ધર્મ પાળતી સતિયો, ભાગવતી અવતાર.
અરે.—૭

પ્રાચીન કાળનો સ્થીતિ સુણાવી, ટૂંકમાં કરજો વિચાર,
સાંપ્રત કાળમાં બાળ લગનથી, કેવાં પેદા થાય બાળ.
અરે.—૮

નિર્માલ્ય, બીકણ, જોર વિનાનાં, અલ્પાયૂ તેતો અપાર,
મંદ મતી, રોગી, મગજનાં ખાલી, નિરતે જતે નીરધાર.
અરે.—૯

નાતમાંહે અઘટીતછે ધારા, સૂણી લાગે બહુ જવાળ,
પારણા માંહે ઉછરતી વયના, હર્ષે પર્ણાવેછે બાળ.
અરે.—૧૦

એક બીજાના ગૂણ કે દૂર્ગૂણ, શું જાણે બાળક રાંક,
સમજુ, અભણ કે આળસુ નીવડો, પરણાવે મારી જેટાંક.
અરે.—૧૧

છોકરવાદી ઉછાંછળી ચાલના, ઘણા જોઉ સકુમાર,
કિશોર વયમાંથી ચોરી કરંતા, એલે તેઓતો જૂગાર.
અરે.—૧૨

માત પિતાનો ધાક કે ધોખો, નહીં મળે લવલેશ,
"શા'ણી" શિખામણ દે જો પતીને, સાસૂ મારે સતોડસ.
અરે.—૧૩

એવાં કૃત્યતો કોટી બને વળી, કહેતાં ન આવે પાર,
ધાન્યને ધૂળ કરીને તે અબળા, ખાય, ન ચાલે લગાર.
અરે.—૧૪

આજના પાપી, પ્રપંચી, લોભી, કપટતણો નહીં સુમાર,
રૂ'છે ઉદાશી બળાપાથી ડૂબી, ગર્વ ઘેલા તે ગમાર.
અરે.—૧૫

મૂર્ખ, અવિચારી,પુરૂષ થયા જ્યાંથી,સ્ત્રિઓનું ઉતર્યું માન્ય,
સતીનાં સત્ય લૂંટાય બજારે, નથી પાપીનેતો સાન.
અરે.—૧૬

કંન્યા દાનનું કામ કરે પણ, લે મન ગમતા દામ,
સુખને સંપત્તી બાપ લૂંટે પછી, કંન્યા તણુંકો' ક્યાં ઠામ?
અરે.—૧૭

એવા ચંડાળોના પાપથી રસકસ, એંચી લીધો ધરા ઉર,
વર્ષા કાળમાં મેઘરાજા વળી, કેવી પડાવેછે બૂમ.
અરે.—૧૮

કાળ દુકાળથી દુઃખો પડે કેવાં, દેશ પ્રદેશ ચોફેર,
પાપછે પ્રબલે કાળનું લક્ષણ, વર્તાવે ઝાઝો કેર.
અરે.—૧૯

સદ્‌ગુણી પ્રતિષ્ઠિત, શ્રિમંતો, અટકાવો એવો ચાલ,
બળદેવ,રામ પ્રતાપથી સઘળાં, સુખ આપશે જગપાળ.
અરે.—૨૦

———○:o:○———

# પોતાની બ્હેંનપણીની શિખામણ.

(સાંભલને સજ્જન નરનારી, હેત શિખામણસારીજી—એ રાગ)

સાંભળને સકૂમાર સલૂણી વાત સુણી બની મુખથી રે,
જોબન મદમાં વ્યાકૂળ વનિતા, રહેછે વ્રેહેના દુઃખથી.
સાચું કહું છું જી.—૧

કુળવંત વર શોધી પરણાવી, માત, પીતાએતો વારૂં રે,
સગાં, સહોદર, ઓથબારો વળી, ખાન પાને સુખ સારૂં.
સાચું.—૨

બાળક વરને દેખો પ્રીછી, કેમ અંજાયા ભરમેરે,
મને ભાસેછે, વીધી બળવાને. લેખ લખ્યો તુજ કરમે.
સાચું.—૩

વાંક પીતાનો લેશ ન કાઢો, નીમીત માત્રછે દોષરે,
તુજ સંતાપે દેહ દમન કરે, થાય બેઉને અફસોસ.
સાચું.—૪

વૃદ્ધ, તરૂણ, કે બાળક, મૂરખ, અંધ, અપંગ, કે રોગીરે,
લગન મંડપમાં દીધી જે તાતે, માની લેવો બ્હેંન ભોગી.
સાચું—૫

કંથ કાલે તુજ મ્હોટો થાશે, છોકરવાદી છોડાવોરે,
વિવેક બુદ્ધીએ લખવું, ભણવું, પ્રીત થકી બતલાવો.
સાચું—૬

ન્હાની વય ને લાડ થકી ત્રળી, કેળવણીમાં છે ખામીરે,
મ્હોટપણામાં માથે પડયાથી, સુધરશે તુજ સ્વામી.

સાચું-૭

લક્ષણવંતી, રૂપેપૂરી, શાણી ને સકુમારી રે,
મન અંકૂશથી તન હાથીને, મારીને રાખજે વારી.

સાચું.-૮

ભૂમી શયન, અને, અન્ન અલૂણું, એક વખત નિત્ય જમવુંરે,
આંખમાં કાજળ સોળ સજીને, એકલડાં નવ ફરવું.

સાચું-૯

આજ થકી વર્ષ ત્રણ લગી બ્હેની, વ્રત કરે ખરા, મનથીરે,
તે પુણ્યના પરતાપ થકી પતી, સુખ મળે કહું તનથી.

સાચું-૧૦

બળદેવ, રામનું રટણ કરે જેમ, પતી પુજન કર, નારીરે,
પ્રાણજીવન સુખ, સંપતી, સંતતી આપશે આશીશ મારી.

સાચું કહું છું જી.-૧૧



# કઠણ શબ્દોના અર્થ.

| શબ્દ. | અર્થ. |
|---|---|
| અમૃત | મીઠાશ વાળું. |
| અવની. | પૃથ્વિ. |
| અવિનાશી. | પરમેશ્વર. |
| અલૂણું. | મીઠા વગરનું. |
| અશ્વિન. | ગુ. ૧૨ મો મહિનો. |
| અનહદ. | અતીશે. |
| અલ્પાયૂ. | ટુંકા આવર્દા. |
| આર્ય. | હિંદૂ. |
| ઇંદ્ર વાયણું. | એક જાતનું ફળ |
| ઉદર. | પેટ. |
| ઓથ. | કુંમક. |
| અંકુશ. | એક જાતનું હથિયાર |
| કજોડું. | નાંનાં મોંટાં. |
| કનક. | સોનું. |
| કરી. | હાથણી. |
| કદળી. | કેળ. |
| ક્રમ. | માર્ગ. |
| કૃશ. | સુકાયલી. |
| કપોત. | જાનવરનું નામ. |
| કરણી. | નશીબ. |

| શબ્દ. | અર્થ. |
|---|---|
| કાવળ. | મોતી. |
| કામી. | વિષયી. |
| કીર. | પોપટ. |
| કુચ. | છાતી, સ્તન. |
| કેશરી. | સિંહ. |
| કોકીલ. | એક પક્ષી. |
| કંન્યારાશી. | નામર્દ. |
| કાન્તી. | સ્વરૂપ. |
| ખદ્યોત. | આગીયો કીડો. |
| ગજદંત. | હાથી દાંત. |
| ગર્ભ. | મહિના. |
| ગ્રીવા. | ગર્દન. |
| ઘન. | વરસાદ. |
| ચપળા. | વિજળી. |
| ટાંક. | ઠરાવ. |
| ડાઢાં. | પાંસળાં. |
| ઢોળિયો. | નાખ્યો. |
| ત્રિપૂરારી. | મહાદેવ. |
| તૂશિપાટીયાં. | ઘરેણું. |
| દામણી. | ઘરેણું. |

શબ્દ. અર્થ.

દીર્ઘાયૂં—લાંબો આવર્દા.
દો'યલાં.—દૂ:ખના.
દંપતી.—સ્ત્રિ પૂરૂષ.
ધરા.—પૃથિવ.
ધિમંત.—બુદ્ધિશાળી.
નભ.—આકાશ.
નાશિકા.—નાક.
નિર્મ્યો.—પેદા કીધો.
નીધી.—સમુદ્ર.
નિપૂણ.—જાણીતો.
નિઃશંક.—નિશ્ચે.
નિર્માલ્ય.—દૂર્બળ.
નિસ્તેજ.—તેજ વિનાનો.
પ્રજા.—છોકરાં.
પ્રવાળ.—પરવાળું.
પ્રસવ.—જન્મ.
પતિવ્રતા.—સ્વામી ભક્તિ.
પ્રીછી.—ઓળખી.
બ્રહ્મભોજન.-બ્રાહ્મણ જમાડવા
ભવ.—સંસાર.
ભ્રમર.-આંખના ઉપરનો ભાગ.
ભાનૂ.—સૂર્ય.
મતી.—બુદ્ધિ.

શબ્દ. અર્થ.

મર્ણાંતે.—મરતા સુધી.
મતોમંદ.—કમ અક્કલ.
મીંઢલ.—એક જાતનું ફળ.
મેરૂ.—પર્વત.
રસના.—જીભ.
રસ કસ.—મીઠાશ.
રાજય નગર.—અમદાવાદ.
રંભા.—પરી.
લા'વો.—લાભ.
લંગર.—દાગીનો.
વર્ણાગિયો.—એશકી.
વાસૂકી.—નાગનું નાંમ.
વેસર.—નથ, વાળી.
શ્રવણ.—કાન.
સરીતા.—નદી.
સહોદર.—કુટૂંબ.
સાધૂતા.—ઇશ્વર ભક્તિ.
સાધવી.—પવીત્ર.
સુધાકર.—ચંદ્રમા.
સોળ.—શણગાર.
સંતતી.—છોકરાં.
ક્ષમા.—માફ.
ક્ષિણતા.—ઓછું થવું.

—o—

# અંતર્લાપિકા, મનહર છંદ.



બનાવ્યો પુરણ ગ્રંથ, ઇશ્ટની કૃપાએ કરી,
લહુ નહીં ગુણદોષ, પાઠિકો સુધારજો;
દેશ ગુરજર માંહે, બનેછે બનાવ બહુ,
વધા વનિતાના હાલ, ઉરમાં ઊતારજો;
શાસ્તછે વિચ્યાર બાળ, લગ્નનેં નિષેધ કરો,
મગ રૂપી ટાળી કરો, સંપથી ઠરાવજો;
ભવિષ્ય બાંધીને કહું, દૂરદશા તનયાની,
ટળી ગયે સુખ થશે, આપણો ઉદ્ધારજો–૧.



## જાહેર ખબર.



આ પુસ્તક મમાદેવી પાશે શેઠ જ
ચાંદરમલની ચાલીમાં માસ્તર બ
કૃષ્ણરામ પાશેથી રોકડી કીંમતે મળશે